# સદાચાર સંગ્રહ

## અને

# શેઠ શેઠાણીનો ઝગડો.

રચનાર

વૈદ્ય અંબાશંકર પુરૂષોતમ દવે.

આવૃતિ ૧ લી પ્રતી ૪૦૦૦



મુંબઈ

" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "

કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેરવાલાએ છાપ્યું.

કિંમત એક આનો.

કેવ : પુરૂષોને માટે.

નપુંસકપણાને પામેલા પુરૂષોને પુરૂષત્વ આપનારી અને પેશાબ માર્ગે વહેતી ધાતુને અટકાવે છે તથા શરીરની કળ તરો, મસ્તકનું દુઃખવું, મોઢામાંથી ધાતુનું ઝરવું, વિગેરે રોગોને હઠાવી, બગડેલા લોહીને સુધારે છે. આ ગોળીઓને સેવન કરનાર વૃદ્ધપુરૂષ જુવાનની જેવા તાગાતમાં આવે કિમત ડબી એકનો રૂપીઓ એક ખાવાની રીતી સર્વે દવાની સાથે આપવામાં આવશે. દરેક ડબીમાં ચાલીસ ગોળીઓ આપવામાં આવે છે.

## સ્ત્રીવલ્લભ બુકી

અદરશો આ બુકીની ખરીદ કરો. જે સ્ત્રીને અધુરે માસે ગરભ પડી જાય છે. યા બાળકો અધુરેમાસે જન્મ થતાં મરણ પામે છે તે સ્ત્રીને ગરભ ધારણ થાય તે દિવસથી છોરૂ જન્મે ત્યાં સુધી સદર દવા ખાતાં તેથી બાળક સુખશાંતીથી જન્મે છે. ગર્ભોત્પતિ માટે અમોએ ચરક સુશ્રુત આદિ પ્રાચીન ગ્રંથોનું શોધન કરી આ પ્રયોગ સદ્ય ઉપાય શોધ્યો છે માટે તેનો લાભ લેવા ચુકશો નહીં કિંમત તોલા ૫ ની ડબી એકનો રૂ. ૧ )
ખાવાની રીત સાથે આપવામા આવશે.

## બાળ પ્રમેહની ગોળી.

એક માસની ઉમરથી પાંચ વરસની ઉમર સુધીનાં બાળકોને આ ગોળી ખવરાવવા ભલામણ કરીએ છીએ કે સદર દવાના સેવનથી થતા બાળરોગો તમામ અટકે અને બાળકને ખુશ આનંદમાં રાખે કોઈ દિવસ શરીર બરાવાનો રોગ થતો નથી આગળની નીકળની બાલા ગોળીઓમાં અફીણ આવે જેથી બાળકોનું લોહી બગાડી શરીર નબળું થઇ જાય છે. ગોળી નં ૩૦૦ ની ડબી એકના રૂપીઆ ૧ ).

## પ્રમેહ બંધ વટી.

વીશ જાતના પરમીયાઓને જડ મુળથી ઉખેડી ત્રણ દિવસની અંદર આરામ કરે છે પેશાબ વાટે થતી અગ્નિ તેમ પડતા ડાઘા મટાડી ધાતુને

૫૭૩૧

# अर्पण पत्रिका.



### शार्दुल विक्रीडित छंद

જીજ્ઞાસા પ્રતિદીન શુભ કરવા આર્યો તણીજે ધરે
નીતીવાન ગુણજ્ઞ ગાઢ જનજે દેશાભિમાની ખરે
વિદ્વાનો પર જેમને મન વિષે પ્રીતી સદાછે અતી
વીચારો નીશદીન ધાર્મીક થવાન્યાયીક જેની મતી.
સ્નેહીમાં સુખસંપ સ્થાપી કલહો કાપે અહી ધીરજે
દાનાને તન જેહનું દુઃખ મહી ધર્મીપૂરા વીરજે
એવા જે મુજ મિત્ર રત્ન તદનું પ્યારું ખરેનામછે
સ્વીકારો લઘુ ગ્રંથ હર્ષ સહિતે એવી મુને હામછે.

**શેઠ સાહેબ રતનજી વીરજી. ઉડણવાલા.**

વિજ્ઞપ્તીકે ઉદાર ચિત્ત, ધાર્મીકસાથે ન્યાયિકવૃતિ, સ્વદેશાભિમાનનો સ્વતંત્ર જુસ્સો, વિદ્વજનને આશ્રય આપવામાં અગ્રેસર વગેરે આપના ગુણ દ્રષ્ટિ ગોચર થતાં આભારીમિત્રે આનંદિત બની આપુસ્તક અર્પણ કરેલછે તા० ૨૨ જુંન સન ૧૮૯૪ પ્રેમાકાંક્ષિ

**वैद्य अंबाशंकर पुरुषोत्तमदवे.**

# સદાચારસંગ્રહ અને શેઠ શેઠાણીનો ઝગડો.



**आयुर्वित्तं गृह च्छिद्रं मंत्र मैथुन मौषधं ॥**
**तपोदाना पमानंच नव गोप्यानि यत्नतः ॥ १ ॥**

આયુષ્ય વિત્ત એટલે દ્રવ્ય પોતાનાં ઘરનાં છિદ્ર મંત્ર મૈથુન અને ઔષધ દાન તથા કોઈ એ આપણું અપમાન્ય કર્યું હોય તે નવવાનાં કોઈને કહેવાં નહિ.

સારા માણસોની સાથે મિત્રતા કરવી એઓની ઊપર સઘળી રીતે પ્રેમ રાખવો અને મન વચન તથા નીયગથી સંસર્ગ પણ તેઓનોજ કરવો નીચ માણસનો સંગ સઘળી રીતે છોડી દેવો. દેવ વૃદ્ધ બ્રાહ્મણ રાજા વૈદ્ય અને અતિથીઓનું સેવન કરવું. માગવા આવેલા લોકોને નિરાશ વાળવા નહીં. અને કોઈ લોકોની અવજ્ઞા કરવી નહીં. અપકાર કરનારપર ઉપકાર કરવા તત્પર રહેવું. સઘળાઓને પોતાસરખાજ ગણવા અને શતરૂથી દૂર રહેવું. અમુક માણસ મારો શતરૂછે, અમુકનો હું શતરૂછું એમ કોઈપાસે જાહેર કરવું નહીં. કોઈ સ્થળમાં પોતાનું અપમાન થયું હોય અથવા કોઈ સખસનો સ્નેહ હોય તે વાત પણ જાહેર કરવી નહીં. પાણીમાં પોતાનું પ્રતીબીંબ જોવું નહીં. નગ્ન થઈને જળમાં પેસવું નહીં. જેની ઉંડાઈ કેટલી છે એની ખબર ન હોય તથા જેમાં મઘર વિગેરે ઘાતકી પ્રાણી રહેતાં હોય એવાં જળમાં પેસવું નહીં. બોલવાનો વખત જણાય ત્યારે થોડું હિતકારી સાચું મળતુ આવે એવું અને મીઠું વચન બોલવું જમવાનો વખત થાય ત્યારે ઘણા મધુર રસવાળું ઘી વાળું અને હિતકારી પ્રમાણસર ભોજન કરવું. રાત્રે દહીં ખાવું નહીં. લુણ નાખ્યાવિના દહીં કદી ખાવું નહીં. મગની દાળ વગરનું, મધ વગરનું અને ઘી સાકર વગરનું પણ ખાવું નહીં. જે માણુસ જેવી રીતે રાજી થાય તેવી રીતે બોલતાં શીખવું. સદાય

વગર માણસ સુખી થતો નથી. સર્વે ઊપર વિશ્વાસ રાખનાર કે સર્વ ઊપર શક રાખનાર પણ સુખી થતો નથી. પણ ઉદ્યમકરતાં અટકવું નહીં. કોઈ માણસ ફળ મળે એવો ઉદ્યમ કરતો હોય અથવા ધન કમાતો હોય તેવા ઊપર ઇરિષા કરવી નહીં. મળમુત્રકે અધોવાયુના વેગોને કદીપણ અટકાવવા નહીં કામ ક્રોધાદિક મનના વેગોને કદી અટકાવવા જોઇએ. ઈંદ્રિયો ને દમન કરવી નહીં, તેમ બહુ લાડપણ લડાવવું નહીં. વરસાદકે તડકા વિગેરેમાં છત્ર રાખીને ફરવું રાત્રે તથા ભયનાં સમયમાં હાથમાં લાકડી રાખીને ફરવું. પગરખાં પહેરી રાખવાં અને દેહનું રક્ષણ કરવું. આગળ ચાર ચાર હાથ ધરતી જોઈને તેમાં ફરવું હાથ વતે નદીમાં તરવું નહીં. જ્યાં જથા બંધ અગ્ની હોય ત્યાં જવું નહીં. શક ભરેલા નાવમાં બેસવું નહીં. વૃક્ષઊપર ચડવું નહીં ઉદ્ધત હાથી કે અશ્વપર બેસવું નહીં. સમજુ માણસે સભામાં મુખ આડું લુગડું દીધાવગર ઊધરસ, શ્વાસ, ઓડકાર બગાસુકે છીકખાવાં નહીં સભામાં નાક ખોતરવું નહીં. કોઈ વખતે પણ ઊભડક બેસવું નહીં. ઘણીવાર ગોઠણ ઊંચારાખી બેસવું નહીં. નખથી જમીન ખોદવી નહીં. શરીર ઊપર કદી પણ સાવરણીનીં ધુલ પડવા દેવી નહીં. ક્યારેપણ નખવતે તરખલાં તોડવાં નહીં. અંગ એઠું હોય ત્યારે કોઇને અડવું નહીં. રાહુથી ઘેરાએલા ઉગતા અસ્ત થતા સુર્યની સામું જોવું નહીં. પાણીમાં સૂર્યનું પ્રતિબિંબપડયું હોય તેને કદી જોવું નહીં ઝીણી વસ્તુ સામું નિરંતર જોવું નહીં. પ્રદીપ્ત, અપવિત્ર, અપ્રિય વસ્તુ સામું જોવું નહીં. આકાશમાં ઈંદ્ર ધનુષ તણાયું હોય તેને પણ કદી જોવું નહીં બળવાનનીસામે લડાઈ કરવાની ઇચ્છા કરવી નહીં. માથાઊપર બોજો ઉપાડવો નહીં. હાથ વિગેરે ઠોકીને ગાત્રનો અવાજ કરવો નહીં. હાથ વતે કેશને હલાવવા નહીં. પૂજ્ય માણસ કે સ્ત્રીપુરૂષ ઊભાં હોય તેઓની વચમાં થઇને જવું નહીં. શતરૂ કે વેશ્યાનું અન્ન કદી પણ ખાવું નહીં કોઈ સમયે કોઇનુ જામીન થવું નહીં. કોઈનું જુઠા સાક્ષી

થવું નહીં. થાપણ રાખવી નહીં. જુગારથી દૂર રહેવું. સ્ત્રીઓને વિશ્વાસ કરવો નહીં. સ્ત્રીઓને સ્વતંત્ર રાખવી નહીં. ઘણા પ્રયત્નથી સ્ત્રીઓનું રક્ષણ કરવું. તેમાં પણ જુવાનીમાં તો રક્ષણ કરવું જોઇએ. ફાટેલાં અને અનેક છિદ્ર વાલી શય્યામાં સુવું નહીં. આ પ્રમાણે સદા તત્પર રહીને દિવસો વ્યતિત કરવા અને રાત્રિઓમાં પણ તે સમયને અનુકુલ પડે એવાં કામો કરવાં.

इत्यचाहंसमासेन भाषितं यः समाचरेत् ॥
सविन्दत्यायुषारोग्यं प्रीतिं धर्मं धनं यशः ॥ १ ॥

—સંક્ષેપથી આજે સદાચાર કહયો તે પ્રમાણે જે માણસ ચાલે તેને આયુષ્ય આરોગ્ય પ્રીતી ધર્મ અને યશની પ્રાપ્તી થાય છે. ઈતી સદાચાર સંગ્રહ સમાપ્ત.

## વીષવલભ.

અમૃતને માટયે દેવતા અને અસુરોએ જ્યારે સમુદ્ર મથન કર્યું ત્યારે અમૃતની ઉત્પત્તિ પેહેલાં સમુદ્રમાંથી એક ભયંકર પુરૂષ ઉત્પન્ન થયો તે દેદિપ્યમાન ચાર દાઢ વાળો હરીત કેશ વાળો તથા અગ્નીસરખાં નેત્ર વાળો હતો આ પુરૂષને જોઈ આખા જગતને વિષાદ ( ખેદ ) ઉત્પન્ન થયો તેથી તેનું વિષ એવું નામ પડયું જ્યારે બ્રહ્માએ હુંકાર કરી તે પુરૂષની સામે દ્રષ્ટીકરી ત્યારે શાપના ભયથી પુરૂષનું રૂપ મૂકી તે પુરૂષે સ્થાવર અને જંગમ એવી બે મુર્ત્તી ધારણ કરી જેથી સ્થાવર અને જંગમ બે પ્રકારનું ઝેર એવું નાંમ પડયું વનસ્પતીકે ધાતુ થકી ઉત્પન થએલું ઝેર સ્થાવર વીષ કેહેવાયછે ઝેરી સરપઆદી જીવડાથી થએલુંઝેર તે જંગમ વિષ કેહે વાયછે પ્રથમ જાગ્યામાં સ્થાવર વીશના ઉપાયો તથા તેની પરીક્ષા કહીએછીયે.

## સોમલના ઝેરનો ઉપાય.

સોમલ એ પ્રખ્યાત મોટું ઝેર છે તેમાં કોઈપણ જાતનો સ્વાદ નથી. પણ જરા ગળપણ રહેલુંછે તેથી તેનો ખોરાકની સાથે દગો કરવાંમાં સેહે

સાહથી ઉપયોગ થઈ શકેછે. સોમલ ધોળો રાતો તથા લીલો પણ થાયછે તે પેટમાં ગયા પછી તેનાં ચિન્હ એક કલાકની અંદર માલમ પડેછે શરૂ આતમાં મોળ આવી ઉલટી થાયછે તથા આખા પેટમાં વેદના શરૂ થાયછે થોડીવાર પછી ઝાડો શરૂ થાયછે તૃષા ઘણી લાગેછે આંખમાં બળતરા થાયછે મસ્તક અત્યંત દુખેછે નાડી ઘણી ઉતાવળી ચાલેછે.

પગમાં ગોઠલાં ચડેછે અને આખર શક્તિહિન થઈ મનુષ્ય મૃત્યુ પામેછે અસર કોઈને ઝડપથી અને કોઈને ધીરે ધીરે થવા માંડેછે. કોઈને ઝાડો તથા ઉલટી થતાં નાથી તથા તેનાં ચિન્હ વખતે પાંચસાત કલાક પછી પણ જણાયછે આવા દાખલા ક્વચિત બનેછે જોતે સોમલને કોઈ પદાર્થમા મેળવીને તેનુ એકલું બારીક ચુર્ણ વાપર્યું હોય તો તેની અસર જલદી થઈ મૃત્યુ નિપજે છે પણ જો એમને એમ આખો કટકો ગળાઈ જાય તો વખતે બચવાની આશા રહેછે સોમલથી જેનું મૃત્યુ થયેલું હોય તેને પકવાશયનો દાહ જણાયછે તથા આંતરડાના શ્લેષ્મા વરણનો પણ દાહ જોવામાં આવેછે ગળું મોઢું તથા અન્ન નાળ લાલચોળ થયેલ જણાયછે અને સરીરમાં ઘણું કરીને સોમલની કણીઓ દેખાયછે તેથી તેની આસપાસના સઘળોભાગ લાલ દેખાયછે ઓછામાં ઓછા બેઘઉ ભાર જેટલા સોમલથી મરણનિપજેછે સોમલનું ઝેર ઉતારવા વાસ્તે ઉલટી તથા જુલાબની દવા આપવી આકડાના મુળની છાલ સુકાવી ખાંડી લુગડાથીચાલી રૂપીઆ ૦। ભારના વજનથી આપવાથી ઉલટી સરૂ થાયછે તાંજળજાનીભાજી તેનો રસ કાઢી તેમાં એરંડેલ તેલ રૂપીઆ અઢીભાર નાખી દર બબે કલાકે પાવા સરૂ રાખવું બ બેકલાકે દુધની કાંજી પાઈ તે ઉપર ઉલટીની દવા સરૂ રાખવી સોમલના ઝેરથી તેમની મેળાએ ઉલટી ઝાડો સરૂ રહેછે પણ ઉલટીની દવા સરૂ રાખવી વધારે ઉલટી કરાવવાની જરૂર પડેતો મીઠું ગરમપાણીમાં મેળવી વખતો વખત પાવું અને જુલાબને માટે શુદ્ધ એરંડ તેલ તથા દુધ આપવું તથા ત્રશા મટાડવા માટે ચુનાના પાંણીની આછ આપવી.

## રસકપુર.

રસકપુરથી મોઢું ગળું તથા અન્નનાળની ત્વચા બળીજઇને તેપર ચાંદાં પડેછે ગળે કાંઈ ઉતરતું નથી તથા ઉતરતાં દુખાવો થાયછે તેમજ ઊલટી તથા આંકડી થઈ ઝાડામાં લોહી પડેછે આખા પેટમાં શુળ ઊપજેછે પેટફુલી જાયછે તથા નાડી અત્યંત ઊતાવળી ચાલે છે.

ઓછામાં ઓછા ચાર ઘઊંભાર રસકપુરથી મૃત્યુ નિપજે છે તેના ઇલાજ ઊપર વતાવ્યા પ્રમાંણે કરવા.

## ત્રાંબુ તથા મોરેથુથુ.

આ ઝેરમાં મુખ્ય મોરથુથુ તથા જંગાલછે તેના બુરા સ્વાદથી તે દગો કરવામાં વાપરી શકાતું નથી મોરથુથુથી મરણ નિપજ્યું હોય તો પેટમાં દાહ થયેલો તથા કોઇ કોઈ સ્થળે ચાંદાં પડેલાં દેખાય છે અને આંતરડામાં મોરથુથાનો રંગ માલમ પડેછે તેના ઊપાય પણ ઊપર જણાંવ્યા પ્રમાણેજ કરવા.

(અફીણ) અફીણનો સ્વાદ કડવો હોવાથી બીજા માણસની હત્યા કરવામાં વપરાતુ. નથી પણ આત્મહત્યાને માટે મૂર્ખલોકો તેનો ઊપયોગ કરેછે અફીણ ખાધા પછી નિદ્રા આવેછે ફેર ચડેછે જીવ મુઝાયછે અને પછી ધીરે ધીરે બેશુદ્ધિ થાયછે નાડી મંદ તથા ભારે ચાલેછે આંખની કી-કી સંકોચ પામેછે ચેહેરો ફીકો પડી જાયછે, હોઠ કાળા થાયછે ઝાડો બંધ થવાથી માથામાં પીડા ને આખરે મરણ નીપજેછે મરણ થયા પછી આ મરણ અફીણને લીધે થયુંછે એવી તેની પરીક્ષા કરવી ઘણી મુશ્કેલ થૈ પડેછે પણ ઘણું કરીને જો હોજરી તપાસવામાં આવે તો તેની અંદર અફીણની વાસ આવેછે અફીણ ઓછામાં ઓછું ચાર ઘઊંભાર હોય તો તેથી મરણનીપજેછે તેના ઇલાજમાં પણ ગરમ પાંણીની અંદર ઊલટી કારક પદાર્થો મેળવીને પાવાથી ઊલટી થઈ અફીણનું ઝેર ઉતરી જાયછે દેશી ઔષધીમાં ઊલટીકારક મીઠું. મીંઢોલ વગેરે છે. ઊલટીમાં અ-

ફીણની વાસ આવતી બંધથાય ત્યાં સુધી ઊલટી કરાવવી આ કરવામાં પણ ઘણી સંભાળ રાખવાની જરૂરછે જે મનુષ્યે અફીણ ખાધેલું હોય તેને ઊંઘવા દેવુ નહી. સરીરઊપર ઠંડા પાણીનાં કપડાં રાખવાં તથા સ્થાવર વિષમાટે જે ઊપાયો લખ્યાછે તેનો ઊપયોગ કરવો.

## વીષપલ્લવ.

( ઝેરકોચલું ) ઝેરકોચલાંનાં ચિન્હ ધનુર્વાજેવાં હોયછે તેનાં ચિન્હ ઘણું કરીને તરતજ શરૂ થાયછે શરીરના સ્નાયુ ખેંચાયછે દાંત દોઢેવળી જાયછે વખત વખતે તાણ ઊપજેછે અને દરદી બેચાર કલાકમાં મરણ પામેછે ઓછામાં ઓછી ત્રીશ ઘઊંભાર ઝેર કોચલાંની ભુકીથી મરણ નીપજેછે ઇલાજમાં ઊલટી તથા જુલાબ.

( ભાગ ) ભાંગથી આંખ તથા ચેહેરો લાલ થાયછે નિદ્રા આવેછે અને આદમી ઘેલાની માફક હસેછે દોડેછે તથા ગાળો આપેછેઅને વખતે ઘણા સારા વીચારો પણ વતાવેછે ઇલાજમાં ઉલટી તથા જુલાબ.

( કાકમારી ) કાકમારીથી ચક્કર તથા બેશુદ્ધિ થઈ પછીથી આંચકી ઊપજેછે તેના ઇલાજમાં ઊલટી ઝાડો ( બેહેડાં ) બેહેડાંની અંદરનાં બી ઝેરી હોયછે તેનાં ચિન્હ અફીણને મળતાં આવેછે અને તેના ઉપાય પણ અફીણ પ્રમાંણેજ કરવા.

( કણેર ) કણેરથી ચક્કર ઘેન અને બેશુદ્ધિ થાયછે શરીર ખેંચાયછે નાડી નબલી પડેછે આખર શ્વાસ ઘુંટાઈ મૃત્યુ થાયછે તેનું આખું ઝાડ ઝેરી હોયછે અને તેનાં મુળીયાં વધારે ઝેરી હોયછે ઇલાજ ઉલટી તથા જુલાબ.

( વછનાગ ) આ જબરૂ વિષ છે તેનાં મુળનો ભુકો ત્રીશ ઘઊં ભાર આપવામા આવે તો મૃત્યુ નીપજેછે. શરૂઆતમાં મોઢાની અંદર તમ તમ થાયછે તથા આગ બળેછે શરીર કંપેછે અંધારાં આવેછે હાથપગમાં ત્રોડ થાયછે નાડી

અનિયમિત શ્વાસ તથા શકિત કમ થાયછે તેમજ ડોક પીડાય છે ઝાડો મુત્ર અને નેત્ર પીળાં પડી જાયછે આખરે વાચા બંધ થઈ મરણ નીપજેછે ઈલાજમાં ઊલટી તથા જુલાબ એ મુખ્ય છે

( તમાકુ ) તમાકુ વધારે ખાવાથી તેનાં વિષ જેવાં ચિન્હ જણાયછે તમાકુ થી પણ મરણ કવચિતજ નિપજેછે ઊપાય ઊપર પ્રમાંણે

( ધંતુરો ) ધંતુરાનાં બધાં અવયવોમાં વિષ રહેલુંછે દગાના કાંમમાં મુખ્ય ત્વે કરીને તેનાં બીજ વપરાયછે તેથી ગળું શુકાયછે તૃષા લાગેછે ચકરી આવેછે આંખની કીકી મોટી થાયછે આંખ અને ચેરો લાલ થાયછે બકવા ચાલેછે દરદી ઘેલા આદમીની માફક ચાળાકરેછે તથા કોઈને ઓળખતો નથી નાડી જલદ ચાલેછે છેવટ બેશુદ્ધ થઈ મરણ પામેછે ધંતુરો અતિષય ખાધામાં આવેલ હોયતોજ મૃત્યુ નીપજેછે ઊપર પ્રમાંણે ચીન્હ થયા પછી જો દરદી પાછો બકવા માંડેતો તે શુભ ચીન્હ છે તેથી હળવે હળવે સુદ્ધીમાં આવિ બચેછે તેનાં ચીન બે ત્રણ દીવશ સુધી જારી રહેછે ઓછાં માં ઓછાં તેનાં ચાર અથવા પાંચ બીજથી ઉપર પ્રમાંણે ચિન્હો થાયછે પણ મૃત્યુનીપજતું નથી તેના ઈલાજમાં ઉલટી તથા જુલાબ એજ મુખ્ય છે ધતુરાથી મૃત્યુ પામેલ આદમીને તપાસવામાં આવ્યો હોય તો હોજરી અને આંતરડામા રીંગણાંઅને મરચાંનાં જેવાં તેનાં બીજ માલમ પડેછે જો ધતુરાના બીજનો લોટકરી વાપરવામાં આવ્યો હોય તો તેની પરીક્ષા કરવી ઘણી મુશકેલ થઈ પડેછે ફકત તેની પરીક્ષા ઊપરનાં ચીનોથીજ થાયછે.

( ચણોઠી ) ચણોઠી મોટું વીષછે જોતે હદઉપરાંત ખાવામાં આવી હોયતો તેથી ઉલટી શીવાય બીજાં ઝેરનાં ચિન્હો થતાં નથી ઘણું કરીને તેની છાલમાં ઝેહેર રહેલુંછે ઉપાય ઉલટી અને જુલાબ.

## અત્યંત તીક્ષ્ણજંગમોમાં સર્પો વિષે.

મુખ્યત્વેકરી ભોગી જાતના, મંડળી જાતના અને રાજીલ જાતના એમ ત્રણ જાતના સર્પોછે,ભોગીનામના સર્પે કરેલો દંસ કાળો હોયછે અને સ-

ઘણા વાયુ સબંધી વિકારોને ઉત્પન્ન કરેછે મંડલી નામના સર્પે કરેલો દંશ પીળા સોજા વાળો હોયછે કોમળ હોયછે અને પિત્ત સંબંધી વીકારો તેને ઉત્પન્ન કરેછે અને રાજીલ નામના સર્પે કરેલોદંશ સ્થીર સોજા વાળો ચીકણો સ્નિગ્ધ અત્યંત ઘાટાં રૂધીરવાળો અને સઘળા કફસંબંધી વીકારો વાળો હોયછે પીપલામાં, દેવમંદીરમાં સ્મશાનમાં રાફડામાં, ચોવટામાં સંધ્યા કાળમાં ભરણી નક્ષત્રમાં અને મઘા નક્ષત્રમાં થયેલો સર્પનો દંશ અસાધ્યછે મર્મસ્થલોમાં થએલો સર્પનો દંશ પણ પ્રાણ હરનારછે

## દર્વીકર નામના સરપો વિશે.

દર્વીકર જાતના સર્પોનું ઝેર તુરત મારીનાખેછે અને તે સર્પો વરસાદના પવનના અને ગરમીના સંયોગમાં બમણા થાયછે જે સર્પો ચક્રના હળના સાથીયનાંકે અંકુશનાં ચિન્હો વાળા હોય છે ફણોવાળા હોયછે અને ઊતાવળી ગતીવાળા હોયછે તેઓ દર્વીકર કેહેવાય છે સર્પ કરડ્યાપછી સો ચપટી વગાડ્યા જેટલોકાળ વીત્યા પછી વિષસ્થિર થઈરૂધીરમાં પસરી રૂધીરાદી ધાતુ બગાડવાનો પ્રારંભ કરેછે, માટે તેટલો વખત વિતીગયો નહોય તેટલામાં દંશેલા સ્થાનને કાપી નાખવું અથવા તે ઉપર ડામદેવો આમ કરવાથી વિષ સરીરમાં પ્રસરતું નથી.દંશ થયા પછી દંશના ઊપરના ભાગમાં હીરકે શણનોદોરો તાંણીને મજબુત બાંધવો જેથી નાડીઓ બંધ થવાને લીધે વિષ શરીરના ભાગમાં પ્રવેશ કરી નશકે. વાલા તથા ચંદનનો લેપ તાલવે તથા દંશ ઊપર તેમ આખા શરીરે કરવાથી વિષ કમી પડેછે. મંડલી નામનો સર્પ પીત્ત પ્રકૃતી વાલોછે માટેતેના દંસ સિવાય બીજા દંસોને ડામદેવો માથાં ઊપર પાણી શીંચ્યા કરવું; શર્પના કરેલા દંશની જગ્યાએ જલો લગાડવાથી સર્પ જડમુળમાંથી ઊતરીજાયછે. વિષવાળું લોહી દંશમાંથી જતાં સુધી દેવતા ઊપર નાખવાથી ચડ ચડ થાયછે તે પ્રમાણે થાય ત્યાં સુધી લોહી કઢાવવું સરીરનાં રૂંવાડાં ઊભાં થાય ત્યારે પંખાથી પવન નાખવો વિષ તીક્ષ્ણ સ્વભાવને લીધે પ્રથમ હૃદયમાં ભીડાલહેછે માટે, હૃદયની

રક્ષા માટે ઘી અને મધ પાવું તેમ ન કરવાથી હૃદયમાં આવરણ થવાથી કપ એકઠો થાયછે હૃદય ભારી કરેછે મોઢે મોળ આવેછે ત્યારે ઉલટી કરાવવી જોઇએ.

બધી જાતનાસપો ઉપર અક્ષિરઈલાજ હરડે, ગોરો ચન કઠ આકડાનાં પાંન કમળ બરૂનાં મુળ નેતરનાં મુલ વછનાગ અથવા અફીણ, ધોલીનશોતર ઇંદ્રજવ મજીઠ શતાધમાસો સતાવરી શાંધોડાં રીસાંમણી અને કમલનાં કેશરાંએ સરખે વજને લઇ ખાંડી બારીક કરી તેમાં ચોગણું પાંણી નાખી અથવા દુધ નાખી ઘી પકાવવું સારી રીતે પાકયા પછી થંડું કરી ગળી લહી તે ઘીના જેટલાં વજનથી તેમાં મધ નાખવું તેને બંદોબરતથી મુકવું. આ મૃત્યુ પાશ છેદની નામનું ઘી ઝેરના દોશથી થયેલાં સઘલાં દુખોને અને ઝેરોને પણ હણી નાખેછે અંજનમાં, અભ્યંગમાં, પીવામાં અને પીચકારીના ઊપયોગમાં લેવામાં આવેલું આ ઘી પોતાના સ્પર્શથી સઘળાં ઝેરોને હણી નાખેછે. વીખથી બગડી ગએલી ચામડીને સાફ કરેછે અને કૃત્રિમ વિષ, તમક, સ્વાસ ચળ, માંસ, સાદ તથાબેભાનપણું એઓનોપણ નાશ કરેછે. સર્પો કીડાઓ ઊંદરો અને કરોળીઆઓએ કરેલા દંશને મટાડવાને વાસ્તે આ ઉત્તમ ઉપાયછે.

લુતા કરોલીઆ.

વિશ્વામિત્રે વસિષ્ટના આશ્રમમાં જઈ માહા મુંની વસિષ્ટના ક્રોપથી તેનાં કપાલમાંથી પસીનાનું બીંદુ પડવાથી લુતા ( કરોલીઆ ) ઉત્પન્ન થયાછે તેના દંશનું લક્ષણ——લુતા( કરોલીયો ) કાટેલ હોયતો દંશમાં સડો થાયછે લોહીની પ્રવૃત્તિ થાયછે તાપ આવેછે દાહ થાયછે ઝાડો થાયછે ત્રણે દોશો સબંધી રોગો થાયછે. વિવિધ આકૃતિઓવાળી ફોડલીઓ થાયછે મોટાં મંડલો થાયછે અને મોટા કોમલ રાતા તથા કાળાશ વાળા સોજા થાયછે. લુતાઓના દંશનું આસામાન્ય લક્ષણછે તેનોઉપાય —— દંશ થયોકેતુરત દંશ ઉપર સરપ ા ઊપાયમાં મૃત્યુ પાશ છેદની નામનું ઘી જે બતાવ્યુંછે–

તે ઘી થયેલા દંશઊપર લગાડવું શરીરે ચોલવું અને તેમાંથી પાવું તે પ્ર- માણે કરવાથી લુતાનું ઝેર ઊતરી જાયછે.

ઊંદરનાં ઝેરનાં લક્ષણ——દંશથી ચાંમડીને લોહી પાકવરણ વાળું થઈ ઘામડાં થાય, રૂંવાડાં ઊભાં થઈ જાય તાવ આવે અરૂચી થાય અને બળ- તરા થાય એલક્ષણો ઊપરથી જાણવું કે ઊંદરના દુશ વીષથી પીડા થયેલીછે ઊપાયમાં ઉલટી તથા જુલાબ અને ઉપર બતાવેલુ ઘી દંશ ઉપર તથા શરીરમાં ચોલવું તેમ તોલા અરધાના વજનથી ગરમ પાણી શાથે પાવું તેથી શઘલા પ્રકારના ઊંદરનુ. વીષ ઉતરી જાયછે

વીંછીનાં ઝેરનું લક્ષણ——વીંછીનું ઝેર પ્રથમતો આગ લાગ્યા જેવી બળતરા કરેછે ત્વરાથી ઊંચું ચડીને ત્રણે અંગોને ભેદી નાખતું હોય એવી વ્યથા કરેછે અને પછી અમુક સમય જતાં દંશની જગ્યામાં આવી રહેછે ઊપાય—પહેલો જીરાંને બારીક વાટી તેમાં મધ તથા સીં- ધવ નાખી પરતી ગરમ કરી વીંછીના કરડ ઉપર લેપ કરવાથી તુરત થતી બળતરા શાંત પામેછે. બીજો ઊપાય—કાળા ભાંગરાનો રશ કાઢી તે રશ સુંઘાડવાથી વીંછીની થતી પીડા તુરત બંધ પડેછે. ત્રીજો ઉ- પાય— ધોળા વજને ચાવી મોહોડાંમાં રાખી કાનમાં ફુંકો મારવામાં આવેતો વીંછીનું ઝેર ઉતરી જાયછે.

કુતરૂં——કુતરાંનાં શરીરમાં જ્યારે કફથી અભી વ્રધી થાયછે ત્યારે અધીક કફ ત્રણ દોષ સંજ્ઞાનું વહન કરનાર નાડીઓમાં પેસી સંજ્ઞાનું હરણ કરી ધાતુના મોટાક્ષોભને ઉપજાવેછે ત્યારે તે કુતરૂં લાળ યુકત મુખ વાળું, આંધળું, બેહેરૂં નમેલ પુછડી સ્કંધ અને મુખવાળું અને મસ્તક માં પીડા વાળું ચોતરફ દોડદોડ કરેછે ત્યારે કુતરૂં હડકાયુંછે એમ સ- મજવું. તે કુતરાંએ કરડેલાં માણુસના દંશ સ્થાનમાંથી નિર્જીવ અને કાળું લોહી નિકળેછે. પછી હૃદય અને મસ્તકમાં પીડા તાવ સ્તંભ તૃષા અને મુરછા વીગેરે ચીન્હો અત્યંત ઉપજેછે હડકાયાં કુતરાં પ્રમાણે હડ-

કાયાં શિયાલ આદીની રીતી પણ જાણી લેવી. ઉપાય——દંશ પર ઉં-નું ઘી કકડાવી પીછીવતી લગાવી દંશને બાળવો ઉંદરના ઉપાય પ્રમાણે પણ ઠંડું જલ દુર રાખવું. જુનું ઘી પાવું અને ભોજન સાથે પણ તેજ આપવું પનર દીવશ સુધી ત્રણત્રણ દીવશે જુલાબ આપવો,આકડાનાં દુધનાં પાંચથી સાત ટીપાં ગોળ સાથે મેળવીને રોજ ખવરાવવાં જોઈએ. આડઆાડ દીવશે જુલાબ માસ ૭ સુધી લેવો જોઈએ રોજ કસ્તુરી ઘઊં એક ભાર જુંના ઘીની સાથે માસ ૭ સુધી શેવેતો ઘણુંજ ઝેરવાલું અસાધ્ય હડકાયું હોય પણ તેનાં ઝેરની અસર થતી નથી. સમજુ માણશ કે રાજા એ નીચે પ્રમાણે કરવાની જરૂરછે, હડકાયું કુતરં મરણ પામે તેને મજબુત વાસણમાં ભરી ઉંડો ખાડો ખોદીને તેમાં વાશણ મુકી તેના ઉપર મજબુત સંપુટ કરી ઉપર મોટો પત્થર ઢાંકી ખાડો એવી રીતે બંધ કરવોકે અંદરવરશાદનું પાણીજાય નહીં કારણ વરશાદનુંપાણી પડવાથી જેટલાં માણુસોને દંશ થયો હોય તેટલાંને હડકાયાંની અશર થાયછે એવું સાચું આયુરવેદનું પ્રમાંણછે.

કત્રીમ વીષ——મુર્ખસ્ત્રીઓ પતીને વસ્ય કરવાનેમાટે પસીનાને,રજને (અટકાવથી પડતાં લોહી)ને તથા અનેક અંગોના મેલોને અન્નમાં મિશ્ર કરી પતીને ખવરાવેછે. એ પસીના વીગેરે અધમ પદાર્થો ગર નામનું ઝેર કહેવાયછે. તે ખવરાવવાથી થતા રોગો નીચે પ્રમાણે

પાંડુ રોગ થાયછે શરીરમાં કશતા અગ્ની મંદ,તાપનુંઆવવું મર્મ સ્થુલોમાં પીડા થાયછે,ધાતુઓનો ક્ષય થાય અને શોજા થાયછે.

---

# શેઠશેઠાણીનો ટંગડો



જયચંદ દશવાગેનિશાળે ગયો ત્યારે પોતાના ક્લાસના છોકરાઓ મોહન વિગેરે આવ્યા, તેઓ આગલ કહેવા લાગ્યોકે આજે મેં નીશાળે આવતાં એક રમુજી પ્રારસ જોયો ત્યારે મોહનલાલ બોલ્યો કે એવોતે શું પ્રારસ! ત્યારે જયચંદ બોલ્યો કે ભાઈ તે પ્રારસ ઉપરથી મને એ-ટલો અસર થાય છે કે કરકશા સ્ત્રી પોતાના પુજ્ય પતિને નચાવે છે મોહનલાલ બોલ્યો—ખુલાસાથી વાત કરો. જયચંદ્ર મારે ઘેરથી નીસરી દલીચંદ શેઠનાંઘર પાસે આવ્યો તે જગાયે ઘણા એક માણસનો થઠ ભરાએલો હતો તેઓને પુછ્યું કે તમો ખુશાલીમાં કેમ એક બીજા હસો છો? ત્યારે તે કહેવા લાગ્યા કે અમો દલીચંદ શેઠ અને વીજળી શેઠાણીનો ભવેડો જોઈએ છીએ. ત્યાં ઉભો રહી હું પણ જોવા લાગ્યો ત્યાંતો સત્યાનાશ જવાની વાત તે ઉપરથી લક્ષમાં રાખવા માટે તેના થયેલા બનાવની કવિતા ગોઠવી કહાડી છે. એવું સાંભળી ક્લાસના છોકરાઓ આનંદભેર થઈ કહેવા લાગ્યા કે મીસ્તર તમારી બનાવેલી રમણીય કવિતા સંભલાવોતો ખરા! ત્યારે જયચંદ્ર ગાય છે.

### રાગ ચેલીઓ.

સુણો તમે શેઠ શેઠાણીરે કહું તમ ઘરની કાણી—ટેક.
શેઠ મનમાં એવું વિચારે મુજનારી નિચ જાત,
કુડું કર્મ તો કોડે કરે છે નપુછે નાતને જાત–સુણો.
વ્હાલાનું પાપી બહાનું લઈને જાય છે બીજે ઠામ,
ખોટું બોલ્યાની ખોડ છે જેને દેવા ઉતર ઘણી હામ–સુણો.
એવું સુણીને રીસ કરીને બોલ્યાં શેઠાણી તે વાર,
બસ બસ હવે ઘણી થઈ તું મન થકી વિચાર–સુણો.

ટેવ પડી કંકાસ કર્યાની ત્યારે બોલે છે એવા બોલ,
શું નઠારીતો કરને બીજી કોણ આપેતુંને ઢોર—સુણો.
શેઠ ઉઠ્યા છે આંખ વિચીને લાકડી લીધી હાથ,
તાવડી ફોડી રીસ કરીને વાટકાની ઉઠી વાટ—સુણો.
તોપણ શેઠનું જોર ન ચાલે ભોંયે પછાડે શર્ણ,
વચમાં આવે તે સર્વે ભાંગે મીંદડાનું આવ્યું=મર્ણ—સુણો.
રોતાં કળકળતાં પછી શેઠાણીનીસર્યાં બાર,
પેટ સામીતે હાંડલે સામસે મનમાંતું વિચાર—સુણો.
એવું કહીને બચકો બાંધી પાંજરૂં લીધુ હાથ,
છેલી વખતના રામરામ છે સુણજો મારા નાથ—સુણો.
એવું સુણીને સેઠ મુઝાણા મનમાં થયો વિચાર,
આજ પછી કદી કહું તુને તો હું તારો લાચર—સુણો.
સેઠ સેઠાણીનું મન મનાવીને જમવા બેઠાં સાથ,
આવા પુરૂષ પર મેર કરીને હરી થજો સનાથ—સુણો.
કોઈનું કહેલું કેતો નથીને નજરે જોઓ છે ખેલ,
અંબાશંકર એમ કહે તમે સુણજો શાણા છેલ—સુણો.

જયચંદ્ર પુરૂં ગાયન ગાઈ રહ્યો તારે મોહનલાલ બોલ્યો ભાયો આજઘડાનો ચીતાર સાંભલ્યો કે ? દીર્ધદ્રષ્ટિથી વીચારોતો નામની વીજળી અને સવામણ અંધારૂ આ ઝગડાનું તાતપરય એટલુંજ કે વ્યભીચારણી સ્ત્રી પોતાના પુજ્ય પતિને મોહ પાસથી કેવીરીતથી ફોસલાવી દુ:ખીર્ણવમાં ઉતારી પોતે પાપ આધીન થાય છે એવી વર્તણુક વાલી સ્ત્રીઓને ધીકાર છે. નઠારાં આચરણ વાળીઓ બીભત્સ સ્ત્રીઓ એટલુંસમજતી નથી કે આપણે જગતનીયન્તાને સ્યોજબાબ દેશું અરે મીત્રો પુર્વે પતિભગતી વાળી સ્ત્રીઓ. મદમાકુમારી અનસુયા તથા સુલોચના

સાવિત્રી વગેરે સતિઓ થઈ ગઈ તેણે પતી પ્રેમમાં આજ્ઞાનુસાર એવી વર્તણુંક પાળીકે પોતાનો જાન જાવો બેહેતર પણ પોતાના પતીના રક્ષણની ખાતર અરણ્યવનાં દુઃખ કેવાં સહન કર્યાં હતાં તેનું ઊદાહરણ આજના વર્તમાન કાળમાં ભાગ્યેજ કોઈ વિરલ સ્ત્રી દ્રષ્ટી ગોચર પડશે તેનું મુખ્ય કારણ એટલુંજ કે આપણી આર્ય ભુમીમાં પુરે પુરી સ્ત્રી કેલવણી નહી જેથી નઠારૂં કુછંદનું પરીણામ આવેછે. એટલું કહી મોહનલાલ બોલતો બંધ થયો કલાશના છોકરા ખુશાલીથી મોહનલાલને ધન્ય વાદના શબ્દ બોલી પોતપોતાના કલાસમાં બેસીગયા.



સ્થિર રાખે છે. લોહી સુધારી શરીરને ખરાબ થતું અટકાવે છે. કિંમત ગોળી ૨૦ નો રૂપીઓ ૧ )

## વરણ વિનાશક મલમ.

આ મલમ લગાડવાથી ચાંદી, ટાંકી, ખસ દાદર, ખરજવું, બરનીગળ જાભરો, બદ વિગેરે મહા ભયંકર જખમો ઊપર લગાડવાથી બગડેલા માંસને સુધારી રૂઝ લાવે છે.

કિંમત ડબી એકનો રૂપીઓ ૦ાા લેવામાં આવશે.

ઉપર લખેલી દવાઓનું પોષ્ટેજ જુદું લેવામા આવસે. રૂપીઆ પાંચથી વધારે ખરીદદારને પોષ્ટેજ માફ દશથી સો સુધીમાં સેંકડે વીશ ટકા કમીશન આપવામાં આવસે.

## દાદરની સોગઠી

કાળી યાલાલ દાદરને જડ મુળમાંથી ઊખેડી દિવસ પાંચની અંદર સાફ કરી ચાંમડીનો રંગ અસલના જેવોકરી આપેછે ઘણી જુની દાદરો પર લગાડવાથી પણ તે દાદર ફરી થવા પામતી નથી–કીમત સોગઠી એ-કનો રૂપીઓ ૦ા સોગઠી પાણીસાથે ઘસી દરાજ છોલી તેનાનાપર લગાડવી.

## ખાત્રી લાયક દવાઓ.

ચંદ્રપ્રભા ગોળી ૨૦ નો રૂપીઓ એક.
મહાયોગરાજ ગોળી ૨૫ નો રૂપીઓ એક.
સુવર્ણવસંતમાલતી તોલા ૧ ના રૂપીઆ અઢાર.
પુર્ણચંદ્રોદય રસ તોલા ૧ ના રૂપીઆ અઠાવીશ.
સહસ્ત્રપુટી અભ્રક ભસ્મ તોલા ૧ રૂપીઆ પચાશ.
સતપુટી અભ્રક ૧ તોલાના રૂપીઆ વીશ.
લોહભસ્મ તોલા ૧ ના રૂપીઆ પાંચ.
શુદ્ધમોતીનો સુરમો તોલા ૧ ના રૂપીઆ દશ.

બીજી નામવાર દવાઓ અમને પોષ્ટકાર્ડથી ખબર આપવાથી ખુ-લાસો મલશે.—

વૈદ્ય અંબાશંકર પુરુષોત્તમ દવે.

**आलस्यं स्त्री सेवा सरोगता जन्म भूमिर्वात्सल्यम्**

**संतोषोभिरुत्वं षड् व्याघाता महत्वस्य**

## શું ! ૭ આના તમારી શરીર સંપતી માટે વધારે થશેકે !

---

કાળગતી ગહન છે. તો પણ દરેક મનુષ્યને સૌખ્યપર વિશેષ જી-જ્ઞાસા છે હવેતે સુખ મળવાનો ખરો આધાર જ્ઞાનપરજછે ત્યારે જ્ઞાન વિદ્યા ભણવાથી અને ગ્રંથનું અવલોકન કરવાથી પ્રાપ્ત થાયછે. માણુસને સુખમળવાનાં સાધનો વિષે લખવા બેસીએ તો પાર આવે તેમ નથી તોપણ ખરીરીતે જોઇએ તો પ્રથમ સાંસારિક સુખ ભોગવવા માટે શારીરિક સુખાકારીની આવશ્યકતાછે.

શારીરિક સુખાકારી અર્થાત ( રોગ રહીત ) બનવામાટે વૈદ્યો અને ડાકટરો પોતાની બુદ્ધિનુસાર ઔષધઆપી દરદીને આરામ કરી પરતુ તે કરતાં જો દરદી પોતાનાં શારીરિક સંરક્ષણ વિશે માહીતગાર હોયતો પછી રોગગ્રસ્ત થવાના દાખલા ક્વચિત બને.

અમો એ આયુરવેદના આધારે વૈદ્યક વિદ્યાવિષે દરેક માણુસને લાભ મળીશકે એ મધારી "**जीवनोदय मित्र**" એ નામનું માસિક પત્ર બાહાર પડવા વિચાર ધારેલોછે જેમાં પ્રાચિન વૈદ્યક ગ્રંથોપરથી વૈદ્યક વિષયો તથા સાંસારિક ધાર્મીક વિગેરે વિવિધ અને વર્તમાન સમાચાર પણ આપવામાં આવશે–જેની ખાત્રી એક વખ્ત પત્ર વાંચેથી થશે અંહના ગ્રાહકોને વાર્ષીક લવાજમ ૭ આના, બહાર ગામનાં ગ્રાહકોને પોસ્ટેજ ત્રણઆના જુદું નીચેને સીરનામે નામ નોંધાવવાં.

**वैद्य अंबाशंकर पुरुशोत्तम दवे.**

બારભાયાનો મોહોલો ખલાસી ચકલો નવો માળો—મુંબઈ